સોદાગર સ્ટાન્ડર્ડ

કાપી બુક.

## નંબર ૫.

સરકારી નીશાળોમાં ચલાવા માટે મેહેરબાન ડાઈરેકટર સાહેબે મંજુર કીધાં છે.

સને ૧૮૬૭ ના ૨૫મા આક્ટ મુજબ રજીસ્ટ્ર. નો હક લીધો છે

આ કાપી બુક [illegible]

કીમત રૂ ૦-૧ ..



SODAGAR STANDARD

*COPY BOOK.*

## No. 5

Sanctioned by the Director of Public Instruction for use in all the Schools.

**Registered under Act XXV of 1867**

[illegible]

*Price R. 0-1-3*

છાપનાર.—સુરત સોદાગર છાપખાનાના માલીક ડાહ્યાભાઇ મછારામ. હરીપરામાં, સુરત.

## LEASE OF GROUND.

# ગણોતનામું.

સંવત ૧૯૪૦ના ચૈત્ર સુદ ૭ને વાર સનેઊ, તા० ૨૯ મી માર્ચ સને ૧૮૮૪ અંગ્રેજી દિને તાલુકે જલાલપુરનું ગામ મોજે મટવાડના રહેનાર શા. લખા દલાજી જાતના શ્રાવક વાણિઆ ઊંમર આશરે વર્ષ ૩૫ના ધંધો વ્યાપારનો, જોગ લી० એજ ગામ વાસી ટંડેલ મામા ગોવન જાતના કોળી ઊંમર આશરે વર્ષ ૬૦ની ધંધો વહાણ ફેરવવાનો જત લખી આપું છું કે, તમારા લેણામાં મારી મિલકત તમને કબજાગીરો આપી છે. એ મિલકત પેરતરથી મારા કબજા વહીવટમાં ચાલી આવેલી. તે ગીરોના હકથી તમારા કબજામાં આપેલી. તે ગણોતના હકથી મારા કબજામાં લીધી છે. તેની વીગત—ડિસ્ટ્રીક્ટ સુરત સબ ડિસ્ટ્રીક્ટ જલાલપુરનું ગામ મોજે કરાડીમાં મારા નામથી સરકારી ચોપડામાં છે, તે પૈકી નીચે મુજબના જમીન સર્વે જાતના ઝાડ સહિત

| સર્વે નંબર. | જમીનની જાત. | એકર. | આકાર | એમાંથી કેટલી. | ઉત્તર | દક્ષિણ. | પૂર્વ. | પશ્ચિમ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૬૫ | બરાંયત. | ૩-૧૯ | ૧૩-૮ | મેની ની | ખાંજાણ. | ખાંજાણ. | ખાંજાણ. | પૂર્ણા નદી |

ઉપર મુજબના મિલકત સર્વે જાતના હક સહિત તમારી પાસેથી ગણોત તથા કિરાયા માટે વરસ ૧ના ગણોતના રૂપિઆ ૧૫) અંકે પંદર કંપની સિકાના દરસાલ જેઠ સુદ ૭ જે આપવા સાહી. એ જમીનના સરકાર ધારાના રૂપિઆ મારે ભરવા સાહી. એ જમીન અમો એડીએ અગર પડતર રાખીએ, પાકે અગર ન પાકે, કાંઈ આસમાની સુલતાની આફત લાગે, તોપણ અમારે તમને ઉપર લખેલા ગણોતના રૂપિઆ ઉપરની ઠરાવેલી મુદતે આપવા સાહી. એ જમીનના હદ નિશાન અમારે રાખવા સાહી. તેમજ ખાતર પુંજો વિગેરે નાખી જે દુરસ્ત કરવાનું હશે. તે દુરસ્ત કરવું સાહી. સદરહુ ગણોતના રૂપિઆ ઉપરની મુદતે નહિ આપું, ને મુદત ચુકાય, તો તે મિલકત તમો અમારા કબજામાંથી લઈ બીજાને ગણોતે આપવા મુખત્યાર છો. તેવખતે કબજા સંબંધી મારી તકરાર ચાલશે નહિ. સદરહુ ગણોતના રૂપિઆ રાખવાથી તમારે ફરિયાદ કરવી પડે, તો તે ફરિયાદીના ખર્ચ સહિત મારી જાતથી તથા વંશવારસોથી તથા મારી સર્વ તરેહની મિલકતથી વસુલ કરવા તમે મુખત્યાર છો. આ દસ્તાવેજ અમે અમારી રાજીખુશીથી, અક્કલ હોશિઆરીથી, બિન કેફ અને તનદુરસ્તીથી લખી આપ્યો છે. તે કબુલ મંજુર સાહી. દા० કલ્યાણજી વસનજીના છે.

અ ______ મતું    સ ______ શાખ.

ટંડેલ મામા ગોવન મતું ઉપર લખ્યા પ્રમાણે સાહી દા० પોતાના છે.

૧ દેવચંદ નેમચંદ શાખ દા० પોતાના.

૧ રામસિંગ અમરસિંગ શાખ દા० પોતાના.

## WILL.

# વિલનામું.

સંવત ૧૯૪૦ના ચૈત્ર શુદ ૭ને વાર સનેઊ, તારીખ ૨૯મી માર્ચ સને ૧૮૮૪ અંગ્રેજી દિને કસબે ગણદેવીના

અહોનિશ સત્ય બોલવું, એ માણસનું કર્તવ્ય છે.

આસ્ટ્રેલિયામાં અંગ્રેજો ઈ. સ. ૧૭૭૮થી વસ્યા.

ઇંગ્લાંડની શ્રેષ્ઠતા ત્યાંની વિદ્યા અને કળાથી છે.

ઈશ્વર દયાળુ છે, અને મનુષ્યનો મુક્તિદાતા છે.

અમેરિકાનાં ૧૩ સંસ્થાનો ૧૭૭૬થી સ્વતંત્ર છે.

ઊંટને બે ઢેકા હોય છે, તે ગોબીના રણમાં થાય છે.

એળિયો સારામાં સારો સકોટ્રા બેટમાં થાય છે.

ઐતિહાસિક બાબતનો સંબંધ અર્થશાસ્ત્ર સાથે છે.

ઓતાવા, એનામની નદીપર કાનડાનું મૂખ્ય શહેર છે

ઓટ્ટામે ૧૮૫૭માં લખનૌમાં અંગ્રેજ કેદીને છોડવ્યા.

અંગ્રેજી રાજ્યમાં કદી પણ સૂરજ આથમતો નથી.

ક્લૈવે પ્લાસીની લડાઈ જીતી, બ્રિટિશ રાજ્ય સ્થાપ્યું.

ખૈબર ઘાટથી અંગ્રેજી સેના અફઘાનિસ્તાનમાં પેઠી.

ગિનીમાં મનરોવિઆ શહેર અમેરિકન લોકનું છે.

ચીનાએ છાપવાની કળા, બારૂત ને હોકાયંત્ર શોધ્યાં.

છપ્પનકોટિ જાદવોના નાશનું મૂળ મદીરાજ છે.

જર્મન પ્રજાથી વધારે ઉદ્યોગી પ્રજા બીજી કોઈ નથી.

ટપાલ ખાતામાં કેટલીક સોઈ લૉર્ડ ડલહૌસીએ કીધી.

ઠાર, બરફ, કરાં, એ વરાળનાં સંકોચિત રૂપ છે.

ડલહૌસીની કારકીર્દિમાં હિંદમાં રેલવેનો પ્રારંભ થયો.

ઢાકા શહેર, તેની મલમલને માટે પ્રખ્યાત છે.

થરપાર્કરના ઉમરકોટ શહેરમાં અકબર જન્મ્યો હતો.

ધનના કરતાં વિદ્યાની કિંમત હંમેશાં વધારેજ થશે.

નૌકાશાસ્ત્રના આધારે કોલમ્બસે અમેરિકા શોધ્યો.

| अहोनिश | सत्य | बोलवुं, | ए | माणसनुं | कर्तव्य | छे. |
|---|---|---|---|---|---|---|

| आस्ट्रेलिआमां | अंग्रेजो | इ. स. | १७७८मां | वसवा | मंड्या. |
|---|---|---|---|---|---|

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ईंग्लांडनी | श्रेष्ठता | त्यांनी | विद्या | अने | कळाथी | छे. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ईश्वर | दयाळु | छे, | अने | मनुष्यनो | मुक्तिदाता | छे. |

उत्तर अमेरिकानां १३ संस्थानो १७७६ थी स्वतंत्र छे.

ऊंटने बे ढेका होयछे, एवां ऊंट गोबीना रणमां थाय छे.

एळियो सारामां सारो सकोट्रा बेटमां थाय छे.

ऐतिहासिक बाबतनो संबंध अर्थशास्त्र साथे छे.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ओतावा, | ए | नामनी | नदीपर | कानडानुं | मुख्य | शहेर | छे. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| औट्रामे | १८५७ मां | लखनौमांना | अंग्रेज | केदीने | छोडव्या. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| अंग्रेजी | राज्यमां | कदि | पण | सूरज | आथमतो | नथी. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| क्लैवे | प्लासीनी | लडाई | जीती, | ब्रिटिशराज्य | स्थाप्युं. |

खैबर घाटथी अंग्रेजी सेना अफघानिस्तानमां पेठी.

गिनीमां मनरोविआ शहेर अमेरिकन लोकनुं छे.

चीनाए छापखानी कळा, दारुत अने होकायंत्र शोध्यां.

छप्पनकोटि जादवोना नाशनुं मूळ मश्करीथीज निपज्युं छे.

जर्मन प्रजाथी वधारे उद्योगी प्रजा बीजी कोई नथी.

टपाल खातामां केटलीक सोई लॉर्ड डलहौसीए कीधी.

ठार, बरफ, करां, ए वराळनां संकोचित रूप छे.

डलहौसीनी कारकीर्दिमां हिंदमां रेलवेनो प्रारंभ थयो.

ढाका शहेर, तेनी मलमलने माटे प्रख्यात छे.

थरपारकरना उमरकोट शहेरमां अकबर जन्म्यो हतो.

| धनना | करतां | विद्यानी | किंमत | हंमेशां | वधारेज | गणाशे. |
|---|---|---|---|---|---|---|

| नौकाशास्त्रना | अभ्यासथी | कोलम्बसे | अमेरिका | शोध्यो. |
|---|---|---|---|---|

રહેનાર શા૦ ભીખા લીંબાજી જાતના વીશા પોરવાડ વાણિઆ ઊમ્મર આશરે વર્ષ ૪૫ની, ધંધો વ્યાજુનો. જત હાલમાં મારી તબીઅત સારી છે. પણ દુનિઆમાં જે કોઇ પેદા થયુ, તેને મરવું હક છે એમ જાણી આ!ક્બેદ અંદે શાનો વિચાર કરી આ મારૂ છેલ્લું વિલ, યાને વસિયતનામું કરૂં છું.

૧. મારે પેટે છોકરો નથી. મારા સગામાં મારી મા, બાઈ લક્ષ્મી તથા મારી બેન નામે લલિતા તથા એ મારી બેનનો છોકરો દુલ્લભ જોગાજી તથા મારી છોકરી જમના, તથા મારી મામી અમત, એ રીતે હાલ હયાત છે. તેમાં મારી માતા વૃધ્ધ થએલા છે, અને મારી છોકરી સગીર છે. વળી મારો ભાણેજ દુલ્લભ પુરુષ છતાં લાયક ઊમરનો અને વેપાર રોજગારમાં ઘણો હોંશિઆર છે, તથા મારી મિલકત તથા મારા લેણદેણનો વહીવટ કરી શકે એવો લાયક છે, એટલુંજ નહિ, પણ તેના ઊપર મારી માયા મમતા ઘણી છે.

૨. મારી મિલકતમાં સ્થાવર ને જંગમ બેઊ છે. તે નીચે મુજબ:—

૨૨) કસ્બે ગણદેવીમા છજેરી છાપરૂં ૧ તથા તેને લગતી ખુલી જમીન તેમાંના ઝાડો, સાયંગી મે હગાજીમાં થી ખરીદ કરેલી. કિમ્મત રૂ ૨૨) બાવીશની. પુર્વે સરિયામ પશ્ચિમે લુવાર દુલ્લભ નાનાનું છાપરૂ તથા ઊત્તર અને, દક્ષિણે સરિયામ છે.

૯૦) કસ્બા મજકુરના ઘાંચીવાડામાં ઘર ૧ તેના વાડા તથા તેના લાગતા વળગતા હકો સાથેનું શુમારે રૂપિઆ ૯૦) ની કિમ્મતનુ હરાજીમાંથી મેં ખરીદ કરેલું. દક્ષિણે આગલું બારણું તથા સરિયામ, ઊત્તરે એ ઘરનો વાડો, સુરજીને મોથાંની વાડની હદ. પુર્વે પારશી રતનજી કુંવરજીનું ઘ૦ અને પશ્ચિમે તાઇ મરીઅમ ફતેહનું ઘર છે.

૪૧) કસ્બા મજકુરના રેહેનાર ગોલા લક્ષ્મીદાસ ભાઇરામ પાસે લેણું રૂ ૪૧) એકતાળીશનું તેની સાનમાં લેણું કસ્બા મજકુરનું ઘર ગીરો છે, ને તે બાબતનો લેખ તેણે મને લખી આપ્યો છે.

૪૫૧) કસ્બે ગણદેવીના રેહેનાર જીવા અબરામ પાસે લેણું રૂ ૪૫૧)નું છે. તેના અવેજમાં તેનું ઘર ગીરો છે કે જે બાબતનો લેખ તેણે મને લખી આપયો છે.

૮૧) કસ્બે ગણદેવીના રેહેનાર ઘાંચી સુલેમાન હુસેન પાસે લેણા રૂ ૮૧ સવા છયાશી છે, તેનો દસ્તાવેજ છે.

૧૨૫) કસ્બે ગણદેવીના રેહેનાર દુલભ દયારામ પાસે લેણું રૂ ૧૨૫)નું છે. તેમાં તેણે તેનું ઘર કસ્બા મજકુરમાંનુ લખી આપયું છે.

૧૫૦) કસ્બા મજકુરના રેહેનાર ઘાંચી સુલેમાન હુસેન વિગેરે પાસે લેણું રૂ ૧૫૦)નું છે. તેમાં તેણે તેનું ઘર કસ્બા મજકુરમાંનું લખી આપયું છે.

એ સિવાય મામાદરકત ખાતાવહીના ખાતાથી તથા રોજમેળ ખતવણીથી લોકો પાસે મારૂં કેટલુંક લેણુ છે. ઘરમાં પેટી પેટારા વિગેરે રાચરચીલું, અને રોકડ પુંજી ઊપર મુજબ મારી મિલકત છે. તે મિલકતનો હું જીવું ત્યાં સુધી વહીવટ કરૂ, ને હું ગુજરી ગયા બાદ એ તમામ મિલકતનો નીચે મુજબ વહીવટ ચલાવવો.

૩ માહારા મુઆ બાદ એ તમામ મીલકત મારી બેહેનના છોકરા દુલભ જોગાજીએ માલિકપણાના હકથી પોતાના કબજામાં લઈ, હું જેવી રીતે વહીવટ કરતો તેવી રીતે તેણે વારસપણાના હકથી વહીવટ ચલાવવો, તેમાં કોઇથી હરકત થાય નહિ.

૪) જો પ્રભુ સત્તાથી હું વેહેલો ગુજરી જાઊં, અને મારી છોકરી જમનાનું લગન કરવું રહી જાય, તો તે મારા ભાણેજ દુલભ જોગાજીએ કરવું અને તે લાયક ઊમ્મરની થાય, ત્યારે ઊપર જણાવેલી મારી પુંજીમાંથી રૂપીઆ ૨૦૦૦) અંકે બે હજાર છોકરીને આપવા.

૫) હું મુઆ બાદ મારી સર્વ મિલકતનો વારસ માલિક મારા ભાણેજ દુલભ જોગાજીને મેં કર્યો છે, માટે તેણે તમામ મિલકત લેવી, અને તેમાંથી નીચે લખ્યા પ્રમાણેના રૂપીઆ તેઓને જે હું આપવાનો ઠરાવ કરૂં છું, તે

આપવા.

૧૦૦૦) મારી બેન નામે માની છે, તેનાં લુગડાં વિગેરે સારૂ ૧૦૦૦) અંકે એક હજાર આપવા. એ રૂપિઆ તેના નજરમાં આવે તે રીતે વાપરવા તે મુખ્ત્યાર છે.

૧૦૦૦) મારા ધર્મનું દેવલ જે ગણદેવીમા છે, અને જેની હું હંમેશ પુંજા કરતો, તથા જેના પ્રતાપથી મને ઉપર મુજબની પુંજી મળી છે, તે દેવળમાં રૂ૦ ૧૦૦૦) અંકે એક હજાર આપવા, તે એવી રીતે કે, એ રૂપિઆ વ્યાજે મુકી તેનું વ્યાજ આવે તેમાંથી એકાંતરે વર્ષે કારતક સુદ ૧૫)ને રોજે મારા નીમેલા પાંચ ગામના લોકોને સંત તરીકે જમાડવા.

૨૦૦) મારા નામથી વ્યાજે મુકી, તેના વ્યાજમાંથી દર સાલ ભાદરવા સુદ ૭ને રોજે પારણું જમાડવું. એ સિવાય હું મુવા બાદ એ દુલ્લભ નોગાજીએ પોતાના શક્તિપ્રમાણે મારો મોસર ખર્ચ કરવો, અને રૂપિયા ૨૦૦ સુધી ખરચવા. હું મુવા બાદ મારી મા બાઈ લક્ષ્મી જે વૃધ્ધ ઉમરની છે, તે, ને મારી મામી અમત કરીને જે મારી સાથે રહેતી હતી, તેને દુલ્લભ મજકુરે પોતાની સાથે રાખી ખોરાકી પોશાકી પુરી પાડવી, તથા મારી છોકરી જમના લાયક ઉમરની થાય, ત્યાં સુધી તેનું પોષણ કરવું. અને તેનો કંઇ ખરચ ખુટણ આવે, તે તેને આપવા, ને રૂ ૨૦૦૦) આપવા. ઠરાવેલી હકીકત બાદ ઉપર મુજબની વ્યવસ્થા કરવા. મેં આ વિલ યાને વસિયતનામું કર્યું છે તેમાંથી એ દુલ્લભ મજકુરે જેવી રીતનો હું માલિક મુખત્યાર છુ, તેવી રીતે માલિકપણાથી મારી તમામ મિલકત તથા લોકો પાસેથી લેણું વસુલ કરવાને જે ઠરાવ કર્યો છે, તે સિવાયનુ ફાજલ રહે, તેનો ઉપયોગ દુલ્લભ મજકુરે પોતાની મરજી માફક કરવો. તેમાં મારા ભાગી આરપા તરફથી હરકત થાય નહિં. મારે કોઇનું દેવું નથી, અને જે જે લોકો પાસે મારૂં લેણુ છે, તે લેવાને એ દુલ્લભ મજકુર લાયક, તેને કોઇથી હરકત થાય નહિં અને કે કોઇ વાંધો કાઢે, સો તે આ વિલનામાંથી રદ થાય સહી.

આ વિલ યાને વસિયતનામું મે મારા રાજી ખુશી તથા અકલ હોશિઆરીથી તથા તનદુરસ્તીથી લખી, આપ્યું છે, તે કબુલ મંજુર સહી. દા૦ ભીખાભાઈ દુલભજી.

અત્ર ——————— મતું તત્ર ——————— શાખ

શા. ભીખા લીખાજી મતું ૧ શા. જેઠા, અમથાજી ઉપર લખ્યા પ્રમાણે સહી શાખ દા૦ પોતાના

RECEIPT.

## પાવતી અથવા પહોંચ.

સંવત ૧૯૪૦ના ચઇત્રશુદ ૫ને વાર સોમે, તારીખ ૩૧મી માર્ચ સને ૧૮૮૪ અંગ્રેજી દિને તાલુકે જલાલપુર નું ગામ મોજે અખામાના રહેનાર શા૰ જખાજી જીવાજી જાતના શ્રાવક વાણિઆ ઉમર આશરે વર્ષ ૫૫)ની ધંધ વ્યાપારનો. જત હું કરે નવસારીના શા૦ વીરચંદ પ્રેમજી જાતના શ્રાવક વાણિઆ ઉમર આશરે વર્ષ ૩૦ની ધંધો વ્યાપારનો . હું તમોને લખી આપુ છુ કે, તમોએ આજ રોજે મારી દુકાનેથી નીચે મુજબનો સામાન લીધો છે, તેની વિગત —

૬૫) ખાંડ મણ ૧૦) દસ દર મણ એકના ૬॥ લેખે રૂ૦ ૬૫) પાસઠની

૪૧) ઘઊં ગાલી ૧) દર ગાલીના રૂ ૪૧) એકતાલીસ.

૨૫) ચોખા મણ ૨૦) વીસ દર મણના રૂ ૧। લેખે રૂ ૨૫) પચીશના.

એના નાણા રોકડ રોકડાં આજ રોજે તમોએ મને ગણી આપ્યા છે તે મને પહોંચ્યા છે અને તેના રસીદ યાને પહોંચ યાને પાવતી લખી આપી છે તે કબુલ મંજુર છે દા૦ ઝવેરચંદ મોતીશાહનો છે.

અત્ર ——————— મતુ તત્ર ——————— શાખ

શા૰ વીરચંદ પ્રેમાજી મતુ ૯ છો૦ ભિખારીજી સું- ઉ॰ લખ્યા પ્રમાણે સહી પોતાના છે. ફરજી શાખ દા પો- તાના.